# મહાસભાનાં ગીતો



સંપાદક

ચિમનલાલ મા. ભટ્ટ

# મહાસભાનાં ગીતો

સંપાદક

ચીમનલાલ મા. ભટ્ટ

ઝંડા ઊંચા રહે હમારા!




નવજીવન કાર્યાલય
અમદાવાદ

# હરિપુરાનું સંભારણું

રાષ્ટ્રીય મહાસભાનું હરિપુરા અધિવેશન ગુજરાતના વાયુમંડળમાં અનેકવિધ પ્રેરણાપૂર્ણ સંભારણાં મૂકી ગયું છે. આ રાષ્ટ્રગીતોનો નાનો સંગ્રહ પણ તે અપૂર્વ અધિવેશનનું જ એક નાનું સરખું સંભારણું છે. કેટલાંય ગામડાંઓમાં આ સ્વરાજના સૂરોએ તે યાદગાર દિવસોમાં આઝાદીનો મંત્ર ફેલાવ્યો હતો. એ હેતુ નજર સામે રાખીને જ શ્રી. ચીમનલાલ ભટ્ટે આમપ્રજાની જીભે ચડેલાં અને રાષ્ટ્રીય લોકગીતો જેવાં બની ગયેલાં ગીતોની ચૂંટણી કરી હતી. તેમાં કવિવર રવીન્દ્રનાથ ઠાકુરથી માંડી અજ્ઞાત રાનીપરજ કવિ સુધીની પ્રસાદી આવી ગઈ છે. તેમણે પોતે અને ગુજરાતના કેટલાક રાષ્ટ્રીય કવિઓએ પ્રસંગને અનુરૂપ ફાળો પણ તેમાં ઉમેર્યો છે.

હરિપુરાનું આ સંભારણું ગુજરાતમાં ઠીક માનીતું થઈ ચૂક્યું છે. તેની ત્રીજી આવૃત્તિ વખતે તેને સવિશેષ લોકપ્રિયતા ઇચ્છું છું.

તા. ૨–૧૦–’૪૦ **જુગતરામ દવે**

# પહેલી આવૃત્તિનું નિવેદન

ગાંધીજીના ગુજરાતમાં અને બારડોલીને આંગણે આવેલી ૫૧મી રાષ્ટ્રીય મહાસભા જેવા ગરવા પ્રસંગે ૫૧ ગીતોનો આ સંગ્રહ જનતાના હાથમાં મૂકતાં આનંદ થાય છે.

મહાસભાની પ્રચારસમિતિ છેલ્લા બે માસથી પ્રચારસંઘો, પ્રચારસભાઓ અને પત્રિકાઓ દ્વારા સુરત જિલ્લામાં અને ખાસ કરીને બારડોલી તથા માંડવી તાલુકાના એકેએક ગામમાં મહાસભાનો સંદેશો પહોંચાડવાનો પ્રયત્ન કરી રહી છે. અનુભવ એવો છે કે, લોકપ્રિય નીવડેલાં રાષ્ટ્રીય ગીતો લોકોને જાગૃત કરવામાં અને પ્રેરવામાં સારો જેવો ફાળો આપે છે. તેથી રાષ્ટ્રીય ભાવનાથી ભરેલાં, જુસ્સાદાર, સુગેય અને પ્રાસાદિક હોય એવાં ગીતોને પ્રથમ પસંદગી આપી છે. જોકે પ્રચારની દૃષ્ટિ મુખ્ય હોવાથી એ દૃષ્ટિએ પણ કેટલાંક ગીતોનો સમાવેશ કરેલો છે.

ગુજરાતના કેટલાક કવિઓને ગીતો સૂચવવા માટે વિનંતિ કરી હતી. તેઓએ તેમ જ બીજા

મિત્રોએ આ કામમાં જે સહાય કરી છે તે માટે પ્રચારસમિતિ તે સૌની ઋણી છે.

ગુજરાતની જનતા "મહાસભાનાં ગીતો"ને અપનાવી લેશે એવી ઉમેદ છે.

સ્વાતંત્ર્યદિન
વિઠ્ઠલનગર
હરિપુરા

**સંપાદક**

# અનુક્રમણિકા

# મહાસભાનાં ગીતો

## ૧

### ઝંડા ઊંચા રહે હમારા

(ધ્વજવંદન પ્રસંગે ૧, ૩ અને ૫ એ ત્રણ
કડીઓ બોલવી.)

વિજયી વિશ્વ તિરંગા પ્યારા,
ઝંડા ઊંચા રહે હમારા.
સદા શક્તિ બરસાને વાલા,
પ્રેમ સુધા સરસાને વાલા,
વીરોંકો હર્ષાને વાલા,
માતૃભૂમિકા તનમન સારા. ઝંડા૦ ૧

સ્વતંત્રતા કે ભીષણ રણમેં,
લખકર બઢે જોશ ક્ષણ ક્ષણમેં,
કાંપે શત્રુ દેખકર મનમેં,
    મિટ જાયે ભય સંકટ સારા, ઝંડા૦ ૨

ઇસ ઝંડે કે નીચે નિર્ભય,
લેં સ્વરાજ્ય યહ અવિચલ નિશ્ચય,
બોલો ભારત માતાકી જય!
    સ્વતંત્રતા હી ધ્યેય હમારા. ઝંડા૦ ૩

આઓ પ્યારે વીરો! આઓ,
દેશ-ધર્મ પર બલિ બલિ જાઓ,
એક સાથ બસ મિલકર ગાઓ,
    પ્યારા ભારત દેશ હમારા. ઝંડા૦ ૪

ઇસકી શાન[૧] ન જાને પાયે,
ચાહે જાન ભલે હી જાવે,
વિશ્વ વિજય કરકે દિખલાયેં,
    તબ હોવે પ્રણ પૂર્ણ હમારા. ઝંડા૦ ૫

**અજ્ઞાત**

---

૧. ઇજ્જત.

૨

# ભારત ભાગ્યવિધાતા

જનગણમન-અધિનાયક જય હે,
ભારત ભાગ્યવિધાતા!
પંજાબ સિન્ધુ ગુજરાત મરાઠા,
દ્રાવિડ ઉત્કલ બંગ;
વિન્ધ્ય હિમાચલ યમુના ગંગા,
ઉચ્છલ જલધિ તરંગ.

તવ શુભ નામે જાગે,
તવ શુભ આશિષ માગે;
ગાહે તવ જય ગાથા.

જનગણ-મંગલદાયક જય હે,
ભારત ભાગ્યવિધાતા!
જય હે! જય હે! જય હે!
જય જય જય જય હે!

અહરહ તવ આહ્વાન પ્રચારિત,
સુનિ તવ ઉદાર વાણી,
હિન્દુ બૌદ્ધ શીખ જૈન પારસી,
મુસલમાન ખ્રિસ્તાની.

પૂરવ પશ્ચિમ આસે,
તવ સિંહાસન પાસે,
પ્રેમહાર હોય ગાથા.
જનગણ-ઐક્યવિધાયક જય હે,
ભારત ભાગ્યવિધાતા!
જય હે! જય હે! જય હે!
જય જય જય જય હે!

પતન-અભ્યુદય બંધુર પંથા,
યુગ-યુગ ધાવિત યાત્રી,
તુમિ ચિરસારથી! તવ રથચક્રે,
મુખરિત પથ દિનરાત્રી.
દારુણ વિપ્લવ માઝે,
તવ શંખ ધ્વનિ બાજે;
સંકટ દુઃખ ત્રાતા.
જનગણ-પથપરિચાયક જય હે,
ભારત ભાગ્યવિધાતા!
જય હે! જય હે! જય હે!
જય જય જય જય હે

ઘોર તિમિરઘન નિબિડ નિશાથે,
પીડિત મૂર્છિત દેશે,

જાગ્રત છિલ તવ અવિચલ મંગલ,
નતનયને અનિમેષે;
દુઃસ્વપ્ને આતંકે,
રક્ષા કરિલે અંકે,
સ્નેહમયી તુમિ માતા.
જનગણ-દુઃખત્રાયક જય હે,
ભારત ભાગ્યવિધાતા !
જય હે ! જય હે ! જય હે !
જય જય જય જય હે !
રાત્રિ પ્રભાતિલ ઉદિલ રવિચ્છવિ,
પૂર્વ ઉદયગિરિ ભાલે,
ગાહે વિહંગમ પુણ્ય સમીરણ,
નવજીવન રસ ઢાલે;
તવ કરુણારુણ રાગે,
નિદ્રિત ભારત જાગે,
તવ ચરણે નત માથા.
જય જય જય હે જય રાજેશ્વર,
ભારત ભાગ્યવિધાતા !
જય હે ! જય હે ! જય હે !
જય જય જય જય હે !

**રવીન્દ્રનાથ ઠાકુર**

## ૩

## મારું વતન

મારું વતન આ મારું વતન હાં,
વહાલું વહાલું મને મારું વતન હાં—ધ્રુવ

જેની માટીની મારી કાયા ઘડેલી,
તેને કરું હું કોટિ કોટિ નમન હાં—વહાલું૦

રાણા પ્રતાપ ને શિવાજી શૂરવીર,
મારા વતનનાં એ મોંઘાં રતન હાં—વહાલું૦

લાલ અને બાલ વળી દાદા ને દાસજીએ,
જેને સમર્પ્યું છે સારું જીવન હાં – વહાલું૦

ગાંધી બાપુને હૈયે વસ્યું જે,
સંસારસાર ને જીવનધન હાં —વહાલું૦

વહાલા વતનની બેડીને તોડવા,
હોંશે ઓવારું હું તન મન ધન હાં—વહાલું૦

**ચીમનલાલ પ્રા૦ ભટ્ટ**

# ૪

## ભારત માતની આઝાદી

ભારત માતની આઝાદી :
            મારી અમ્મર આશા હો !
મારા દેશની આબાદી :
            અન્તરની અભિલાષા હો !
      ભારત મારી,
      હું ભારતનો :
            અતૂટ પ્રેમસગાઈ;
ભારત માની સેવા :
         મારી એ જ તમન્ના હો ! — ભારત૦
      શા માટે, મા !
      તારી આંખે
            અખંડ અશ્રુધારા ?
ત્રીસ કોટિની કુરબાની :
         તુજ બંધવિનાશા હો ! — ભારત૦
      ઊઠો ભૈયા !
      સંગ ચલો સૌ
            ચઢવા મુક્તિમિનારા !
સોળ કળાએ સ્વતંત્ર ભારત
               પૂર્ણ પ્રકાશા હો ! — ભારત૦

**ચીમનલાલ પ્રા૦ ભટ્ટ**

## ૫

## અમારો દેશ

અમારો હિન્દ, અમારી જનની,
ધાત્રી અમારી, અમારો દેશ!
શા માટે, મા, તારાં શુષ્ક નયન?
શા માટે, મા, તારા રુક્ષ કેશ?
શા માટે, મા, તારી ધૂળમાં બેઠક?
શા માટે, મા, તારો મલિન વેશ?
તેત્રીસ કરોડ સંતાન જેનાં,
મુખેથી બોલે 'અમારો દેશ'!

(સહગાન)

શેનું આ દુઃખ? શેનું આ દૈન્ય?
શેની આ લજ્જા? શેનો આ ક્લેશ?
તેત્રીસ કરોડ એક જ સ્વરે,
મુખેથી બોલે 'અમારો દેશ'!

**હરિહર ભટ્ટ**

૬

## અય માતૃભૂમિ તેરે

અય માતૃભૂમિ તેરે ચરણોંમેં શિર નમાઉં;
મૈં ભક્તિભેટ અપની, તેરી શરણમેં લાઉં.

માથે પે તૂ હો ચંદન, છાતી પૈ તૂ હો માલા,
જિહ્વા પે ગીત તૂ હો, મૈં તેરા નામ ગાઉં. —અય૦

જિસસે સુપૂત ઉપજે, શ્રી રામ કૃષ્ણ જૈસે
ઉસ તેરી ધૂલિકો મૈં, નિજ સીસ પૈ ચઢાઉં. —અય૦

માની સમુદ્ર જિસકી, ધૂલિકા પાન કરકે,
કરતા હૈ માન તેરે ઉસ પૈરકો મનાઉં. —અય૦

સેવામેં તેરી સારે ભેદોંકો ભૂલ જાઉં,
વહ પુણ્ય નામ તેરા પ્રતિદિન સુનું સુનાઉં. —અય૦

તેરે હી કામ આઉં, તેરા હી મંત્ર ગાઉં,
મન ઔર દેહ તુઝ પર, બલિદાન મૈં ચઢાઉં. —અય૦

ઇન્દ્ર

૭

# અયિ ભુવન મન મોહિની

અયિ ભુવન મનમોહિની !
નિર્મલ સૂર્ય કરોજ્જવલ ધારિણી !
જનક જનનિ જનનિ ! —અયિ૦
નીલ સિંધુ–જલ–ધૌત–ચરણતલ,
અનિલ વિકમ્પિત શ્યામલ અંચલ,
અંબર ચુમ્બિત ભાલ હિમાચલ,
શુભ્ર તુષાર કિરીટિની ! —અયિ૦
પ્રથમ પ્રભાત ઉદિત તવ ગગને
પ્રથમ સામરવ તવ તપોવને,
પ્રથમ પ્રચારિત તવ વન ભવને,
જ્ઞાન ધર્મકૃત કાવ્ય કાહિની ! —અયિ૦
ચિર કલ્યાણમયી તુમિ ધન્યા,
દેશ વિદેશે વિતરી છ અન્ન,
જાહ્નવી જમુના વિગલિત કરુણા,
પુણ્ય પીયૂષ સ્તન્ય વાહિની ! —અયિ૦

**રવીન્દ્રનાથ ઠાકુર**

૮

# અમારો દેશ

જગતના સર્વ દેશોમાં
અમારો દેશ સારો છે;
ભલે ભૂલો કરે તોયે
અમારો દેશ સારો છે.

સરસ પહાડો અમારે ત્યાં,
સરસ નદીઓ અમારી છે;
સરસ ફૂલો સદા ઊગે,
અમારો દેશ સારો છે.

પશુ પંખી જુદાં જુદાં,
અમારા દેશમાં બહુયે;
બધી ચીજો અહીં પાકે,
અમારો દેશ સારો છે.

અમારા દેશમાં સતીઓ,
અમારા દેશમાં સાધુ;
અમારા દેશમાં સૌ છે,
અમારો દેશ સારો છે.

પ્રભુનો પાડ માનીશું,
અમોને જન્મ અહીં દીધો;
સદા ગર્વે અમે કહીશું,
અમારો દેશ સારો છે.

**ડૉ. ચંદુલાલ**

૯

## ભારતકા ડંકા

ભારતકા ડંકા આલમમેં બજવાયા વીર જવાહરને !
આધીન બનો, સ્વાધીન બનો, સમજાયા વીર જવાહરને !
વહ લાલ જો મોતીલાલકા હૈ
હૈ લાલ દુલારા ભારતકા;
સોતે ભારતકો હક કરકે,
જગવાયા વીર જવાહરને — ભારતકા૦
ઈક રોશન આગ ધકધકતી હૈ
આઝાદી કી ઉસકે દિલમેં;
જિસસે યુવકોંકા મુર્દાદિલ
ચમકાયા વીર જવાહરને — ભારતકા૦
આદર્શ ચરિતસે વહ અપને
યુવકોંકા હૈ સમ્રાટ બના;
આઝાદીકા ઊંચા ઝંડા,
ફહરાયા વીર જવાહરને — ભારતકા૦

**અજ્ઞાત**

## ૧૦

# ભારત મૈયા

રે મને ભારત મૈયા વહાલી વહાલી.
ભારત મૈયા વહાલી વહાલી,
રે મને ભારત મૈયા વહાલી વહાલી.

ભારત મૈયાનો બાળક નાનેરો,
મૈયાની ગોદ મને વહાલી;
મૈયાનું લૂણ અને મૈયાની રોટી,
મૈયાએ કાયા ઘડેલી—રે મને૦

ફૂલની સુવાસ અને ફળની મીઠાશથી,
ભારતવાડી મનોહારી,
દુનિયાના દેશમાં ભારત મૈયાની,
જોડી નહિ જડનારી—રે મને૦

મૈયાની દેહે જંજીર ગુલામી,
આંખે અંધારી જ ઘેરી;
તોડું કે તૂટું; નિશ્ચે ઉગાડું—
સૂરજ સ્વરાજનો સુનેરી—રે મને૦

**ચીમનલાલ પ્રા૦ ભટ્ટ**

## ૧૧

# કડાંગ ધીન ધીન

કડાંગ ધીન ધીન, કડાંગ ધીન ધીન,
ભારત માનો ડંકો વાગે!
દેવ-દુંદુભિ જેવો લાગે,
સૂતેલા ઝબકીને જાગે,
જાગેલા સૌ આળસ ત્યાગે,
ખબરદાર થઈ કામે લાગે—
કડાંગ ધીન ધીન.

ઊંચે સાદે પીપી વાગે,
શૂરાને એ સારી લાગે,
કાયર એથી છેટે ભાગે,
ભાગીને સંતાવા લાગે—
કડાંગ ધીન ધીન.

ગજ ગજ ઊંચી છાતી આજે,
ભારત સંતાનોની છાજે,
દ્વેષીનાં દળ સુણીને દાઝે,
એવો ગૌરવભર રવ ગાજે—
કડાંગ ધીન ધીન.

**ત્રિભુવન વ્યાસ**

૧૨

## મહાસભાની સેના

મહાસભાની સેના ઊપડી કૂચ કદમ કરતી,
એના નાદે ગાજી ઊઠી ધમ! ધમ! ધમ! ધરતી!
ચૌટાં ગાજે, ચકલાં ગાજે!
શેરી ગાજે, ફળિયાં ગાજે!
ગામો ઉપર ગામો ગાજે!
મહાસભાની હાકલ જ્યાં સૌને કાને પડતી,
નરનારી સૌ દોડી આવે જાણે ઘરઘરથી!
નાનાં આવે, મોટાં આવે!
રાજા આવે, રંક આવે!
જોગી આવે, ભોગી આવે!
મહાસભાના ઝંડા હેઠળ સર્વે હારોહાર!
સ્વરાજ્ય લેશું, માથાં દેશું, કરો કરો નિરધાર!

**સોમાભાઈ ભાવસાર**

## ૧૩

# મહાસભાનો અમ્મર ડંકો

મહાસભાનો અમ્મર ડંકો,
વાગ્યો ગામેગામ,
આજે વાગ્યો ગામેગામ.
ઘેર ઘેર જઈ હાક સુણાવી;
સ્વતંત્રતાની ભેરી બજાવી;
ભેરીના જયનાદે જાગ્યાં
હિંદી નર ને નાર,
જાગ્યાં હિંદી નર ને નાર —મહાસભાનો૦
સ્વરાજ્યનો સંદેશો આપ્યો;
સત્ય અહિંસા માર્ગ બતાવ્યો;
સ્વદેશીના સૂત્રેથી બાંધ્યો
ભારત ધન ભંડાર,
બાંધ્યો ભારત ધન ભંડાર —મહાસભાનો૦
ઘોર રાત્રિ આથમી ગુલામી;
ઉષા ઊગી આવી આ સામી;
મહાસભાને નામે બોલો
ભારત જયજયકાર,
બોલો ભારત જયજયકાર —મહાસભાનો૦

**બબલભાઈ મહેતા**

# ૧૪

## સારે જહાંસે અચ્છા

સારે જહાંસે અચ્છા, હિન્દોસ્તાં હમારા,
હમ બુલબુલેં હૈં ઉસકી, વહ બોસ્તાં[1] હમારા.
ગુરબતમેં[2] હોં અગર હમ, રહતા હૈ દિલ વતનમેં,
સમઝો વહીં હમેં ભી, દિલ હો જહાં હમારા.
પરબત વહ સબસે ઊંચા, હમસાયા[3] આસમાંકા,
વહ સંતરી હમારા, વહ પાસબાં હમારા.
ગોદીમેં ખેલતી હૈં, ઉસકી હજારો નદીયાં,
ગુલ્શન[4] હૈ જિનકે દમસે, રશ્કે[5] જિનાં[6] હમારા.

---

૧. બાગ ૨. પરદેશ ૩. પાડોશી ૪. બાગ ૫. સ્પર્ધા
૬ સ્વર્ગ.

અય આબરૂદે[7] ગંગા! વહ દિન હૈ યાદ તુઝકો,
ઉતરા તેરે કિનારે જબ કારવાં[8] હમારા.
મઝહબ[9] નહીં સિખાતા, આપસમેં બૈર રખના,
હિંદી હૈં હમવતન હૈં, હિન્દોસ્તાં હમારા.
યૂનાનો મિસરો રૂમ,[10] સબ મિટ ગયે જહાંસે,
અબ તક મગર હૈ બાકી, નામોનિશાં હમારા.
કુછ બાત હૈ કિ હસ્તી, મિટતી નહીં હમારી,
સદિયોં રહા હૈ દુશ્મન, દવરે જમાં[11] હમારા.
ઈકબાલ! કોઈ મહરમ,[12] અપના નહીં જહાંમેં,
માલૂમ ક્યા કિસીકો, દર્દે નિહાં[13] હમારા.

**ઈકબાલ**

૭. નદી ૮. કાફલો ૯. ધર્મ ૧૦. તુર્કસ્તાન ૧૧. કાળચક્ર ૧૨. પૂછનાર ૧૩. છૂપું.

૧૫

## પૂજારણ

હું તો પૂજારણ હો! ભારત માતની;
આવોને પુજીએ હો બ્હેન,
પૂજારણ હો! ભારત માતની.
મારો પૂજાપો બ્હેન! આજ તો ઊણો અધૂરો;
પૂજાના ભવ્ય ઉર-કોડ —પૂજારણ હો!
મારે પૂજામાં બ્હેન! અર્પવાં ભક્તિનાં ફૂલડાં;
આશાનો ચેતવું પ્રદીપ —પૂજારણ હો!
દેવીનાં ચર્ણે હો બ્હેન! રાખવું હૈયું આ રમતું;
આરતીએ મુક્તિ તણાં ગીત—પૂજારણ હો!
સાધવા સ્વરાજ્ય મારે બ્હેન! માંડવા યજ્ઞો અમોલા;
દેવાં છે દેહ બલિદાન —પૂજારણ હો!
આવો તો પૂજીએ બ્હેન! આજ સૌ ભેળાં મળીને;
હૈયું બન્યું હવે અધીર —પૂજારણ હો!

જ્યોત્સ્ના શુક્લ

## ૧૬

# હિન્દ મેરા આઝાદ રહે

મેરી જાં ન રહે મેરા સર ન રહે,
સામાં[1] ન રહે ન યે સાજ રહે;
ફકત હિંદ મેરા આઝાદ રહે—
મેરી માતા કે સર પર તાજ રહે!

શાખ હિંદુ મુસલમાં એક રહે,
ભાઈ ભાઈસા[2] રસ્મો રિવાજ રહે;
ગુરુ ગ્રંથ કુરાન પુરાન રહે,
મેરી પૂજા રહે ઔ નમાજ રહે—મેરી૦

મેરી ટૂટી મઢૈયા મેં રાજ રહે,
કોઈ ગૈર[3] ન દસ્તન્દાજ[4] રહે;
મેરી બીન કે તાર મિલે હો સભી,
એક ભીની મધુર આવાજ રહે—મેરી૦

---

૧. માલમિલકત ૨. ભાઈ જેવા ૩. બીજું ૪. હાથ નાંખનાર

યે કિસાન મેરે ખુશ હાલ રહેં,
પૂરી હો ફસલ[૫] સુખ સાજ રહેં;
મેરે બચ્ચે વતન પૈ નિસાર રહેં,
મેરી માબહિનોં કી લાજ રહે — મેરી૦

મેરી ગાયેં રહેં મેરે બૈલ રહેં,
ઘર ઘર મેં ભરા સબ નાજ[૬] રહે;
ઘી દૂધ કી નદિયાં બહતી રહેં,
હરસુ[૭] આનંદ સ્વરાજ રહે — મેરી૦

માધોકી હૈ ચાહ ખુદા કી કસમ,
મેરે બાદ વફાત[૮] યે બાજ[૯] રહે
ગાઢેકા[૧૦] કફન હો મુઝ પૈ પડા,
વન્દે માતરમ્ અલ્ફાજ[૧૧] રહે — મેરી૦

**માધવ**

---

૫. પાક ૬. અનાજ ૭. હરેકને ૮. મૃત્યુ ૯. બાકી
૧૦. ખાદીનું ૧૧. શબ્દ-મંત્ર

## ૧૭

# અને તું આંહી?

સૌ જોધ જંગમાં જાય અને તું આંહી?
કરે શું આંહી?
અરે તું આંહી?
રણુડંક શંખ સંભળાય, અને તું આંહી?
કરે શું આંહી?

તું જુદ્ધ મહીં નહિ ગાજે,
તુજ બહેન તુંથી તો લાજે,
અરે, પળ કેમ થોભી રહેવાય?
અરે તું આંહી?

સૌ સમોવડા બોલાવે,
રણશૂર ગીતો સૌ ગાવે,
સૌ સાજ ધરી સજ થાય, અને તું આંહી?
કરે શું આંહી?
સૌ જોધ જંગમાં જાય, અને તું આંહી?
અરે તું આંહી?
કરે શું આંહી?

**ચંદ્રવદન મહેતા**

## ૧૮

# સ્વાતંત્ર્ય ગીત

(૧)

યુગ યુગ જૂનાં વજ્રસમાણાં, બંધન તૂટે આજે,
રોમે રોમે પૂરણ જોમે, સ્વતંત્ર સંગીત બાજે,
જીવનસિદ્ધિ આવે, નવજીવન રસ લાવે,
સંજીવની જય દેવી !
જનમનમોહિની શક્તિ જય હે! સ્વતંત્રતા જય દેવી!
જય હે! જય હે! જય હે! જય જય જય જય હે!

(૨)

સ્વતંત્રતાની જ્યોતિ જાગે, શૂર વધે સંગ્રામે,
શિરને સાટે, મુક્તિ માટે, ઘૂમે રણ-મેદાને,
આગે આગે આગે, પ્રચંડ જય જય નાદે,
યૌવનમૂર્તિ દેવી !
જય અભયંકરી જનની જય હે! સ્વતંત્રતા જય દેવી!
જય હે! જય હે! જય હે! જય જય જય જય હે!

(૩)

સ્વતંત્ર વાયુ, સ્વતંત્ર વારિ, સ્વતંત્ર નર ને નારી,
સ્વતંત્ર ઊંચે વ્યોમ વિરાજે, સ્વતંત્ર ભારત મારી!
વહી જા સુદૂર વહી જા, પારતંત્ર્યની છાયા!
હે સ્વતંત્રતા દેવી!
સ્વરાજ્ય તૂંહી, સુરાજ્ય તૂંહી, સ્વતંત્રતા જય દેવી!
જય હે! જય હે! જય હે! જય જય જય જય હે!

(૪)

સ્વતંત્ર જન્મું. સ્વતંત્ર જીવું, સ્વતંત્ર મરવું યાચું,
સ્વતંત્રતાની પાંખ પલાણી, સ્વતંત્ર નૃત્યે નાચું,
સ્વતંત્રતા ધ્રુવતારા, જીવનની રસધારા,
જન્મસિદ્ધ જય દેવી!
સ્વતંત્રતા, જય સ્વતંત્રતા, જય સ્વતંત્રતા જય દેવી!
જય હે! જય હે! જય હે! જય જય જય જય હે!

**ચિમનલાલ ભટ્ટ**

## ૧૯

## ધન્ય ઘડી આજે

જાગો ઓ હિન્દ બાળ,
સુપ્રભાત રાજે;
જાગો ભારત કુમાર,
ધન્ય ઘડી આજે—જાગો૦

હૃદય હૃદય એક ગાન,
રોમ રોમ એક તાન;
મુક્ત કંઠ, મુક્ત પ્રાણ,
ગગન ભરી ગાજે—જાગો૦

ત્રીસ કોટિ દેહ ભલે,
આત્મજ્યોત એક જલે,
શક્તિ ભક્તિ સાથ મળે,
જન્મભૂમિ કાજે — જાગો૦

ના સુરાજ્ય, ના કુરાજ્ય,
ના, નહીં વિદેશી રાજ્ય;
જય સ્વરાજ્ય, જય સ્વરાજ્ય,
જીવન ગીત ગાજે — જાગો૦

બંધ સકલ છિન્ન થાઓ,
તિમિર દૂર દૂર જાઓ;
સર્વ ઉદય સિદ્ધ થાઓ,
એ જ આશ આજે — જાગો૦

થાક નહીં, જંપ નહીં,
પરમ જોમ એક સહી;
પ્રેમમત્ત ચિત્ત મહીં,
મુક્તિ બીન બાજે — જાગો૦

મુક્તિનું સુપર્વ આજ,
મુક્ત મુક્ત ગગન આજ;
મુક્ત હૃદય માહીં આજ
ભારતી વિરાજે — જાગો૦

**ચીમનલાલ પ્રા. ભટ્ટ**

## ૨૦

# મૈયા મારી

જય હો ભારત મૈયા મારી,
જન્મભૂમિ જય મંગલકારી —જય૦

કોણ હશે એવાં નરનારી,
હોય નહીં દિલમાં ચિનગારી,
"ભારતીય હું, ભારત મારી,
જીવન તુજ પર જાઉં વારી?" —જય૦

કોણ ચહે પરતંત્ર દશા આ,
પીડિત મૂર્છિત હીન જીવન આ?
ત્રીસ કોટિની એક ટેક આ,
"સ્વતંત્ર કરશું ભારત સારી." —જય૦

કોણ કહે ભારત ના જાગે?
યુગયુગની જડ નિદ્રા ત્યાગે,
મુક્તિકૂચ ચલી રહી આગે;
વિશ્વવિજયિની હો મહતારી! —જય૦

સ્વતંત્રતાના શૂરા યાત્રી,
સ્વતંત્રતા અમ જીવનધાત્રી,
મિટાવશું બંધનની રાત્રી,
સ્વતંત્ર ભારતમૈયા મારી —જય૦

**ચીમનલાલ પ્રા. ભટ્ટ**

## ૨૧

# મને વહાલું

મને વહાલું બાપુ કેરું નામ છે રે;
એને હૃદિયે રઘુપતિ રામ છે રે —મને૦

પહેરી પોતડી ને ચાખડીએ ચાલતો રે;
વહાલો બાવા બધાને બનાવતો રે —મને૦

ઢેડ મેલાઘેલાને લેતો સોડમાં રે,
એનો આતમ રમે રણછોડમાં રે —મને૦

વહાલે બોખી ડોસીની લીધી સાર છે રે,
અન્નદાતા રૂડા રેંટિયાના તાર છે રે —મને૦

દુઃખ પોતે વેઠે ને બીજા હારતા રે,
વહાલે માંડી પ્રહ્લાદજીની વારતા રે —મને૦

**તનસુખ ભટ્ટ**

## ૨૨

# ગાંધી તોરા રાજમાં

ગાંધી તોરા રાજમાં ધોળી ટોપીનો ઘેર,
રૂડો ગાંધીડો !

કપાસ પીલી, રૂને પીંજી, પૂણી બનાવશું આજેજી;
પૂણી કાંતી, સૂતર વણીને ખાદી ઓઢશું આજેજી.
ગાંધી તોરા રાજમાં ખેડૂત કરે છે લહેર,
રૂડો ગાંધીડો !

વિદેશી કાપડ ભૂખે મારે, વાપરવું એ શોભે નહિ;
ભૂખે મરીને, ગુલામ બનીને, જંજીરે જકડાવું નહિ.
ગાંધી તોરા રાજમાં ગરીબ કરે છે લહેર,
રૂડો ગાંધીડો !

મરદો જેવા મરદો થઈને ગુલામી તમને શોભે નહિ;
શૂર બનો, આઝાદ બનો સૌ, કદી કોઈથી ડરવું નહિ.

**અજ્ઞાત**

## ૨૩

# વિશ્વ વિભૂતિ

કોણ તપસ્વી આવ્યો
રે! કોણ મહાજન આવ્યો?
વૈભવ કીર્તિ તૃષ્ણા ત્યાગી,
ભવ્ય ફકીરીનો અનુરાગી;
દીન દલિતનો સાચો સંગી,
પંચ મહાવ્રતધારી,
રે! ભારતગૌરવ ગાંધી!
જોને વસ્ત્રવિહીન શરીરે,
પગપાળો દૂર પંથે વિચરે;
ઘોર તિમિરે દીપક ધારે,
ડૂબતાં માનવ તારે,
રે! ભારતગૌરવ ગાંધી!

માનવ-મુક્તિ કાજ તલસતો,
રંક અમીરના ભેદ ભૂલવતો;
અજાતશત્રુ થઈને ફરતો,
પુણ્ય પુરુષ કો દીઠો
રે ! ભારતગૌરવ ગાંધી !

તપસી, અવધૂત પંડિત કે એ,
રાજનીતિજ્ઞ વિચક્ષણ નર એ;
રણસુભટ શહીદ કે છે એ !
અણદીઠ વિપ્લવવાદી,
રે ! ભારતગૌરવ ગાંધી !

કોઈ કહે છે "મૂડીવાદી,"
કોઈ [illegible] "ઉચ્છેદક" ગાંધી !
"સર્જક શ્રેષ્ઠ" કહે કો ગાંધી !
અગમ, અતુલ, અનુપમ,
રે ! ભારતગૌરવ ગાંધી !

ભારતના ઉજ્જવલ આકાશે,
સ્વાધીનતાના નવ ઇતિહાસે;
કુમકુમ-અંકિત લેખ લખાશે,
ભારતભાગ્ય-વિધાયક,
એ વિશ્વવિભૂતિ ગાંધી !

**જ્યોત્સ્ના શુકલ**

## ૨૪

# એવા ગાંધી ગુજરાતે ઊતર્યા

એવા ગાંધી ગુજરાતે ઊતર્યા રે !
એનું સૂકું શરીર જાણે લાકડી રે,
માંહે જોરાવર છે જીવ —એવા ગાંધી૦
એણે ઘેર ઘેર રેંટિયા મોકલ્યા રે,
લેવા સૂતરને તાંતણે સ્વરાજ્ય —એવા ગાંધી૦
એણે સાદાઈ શીખવી દેશને રે,
દારૂ તાડી કરાવ્યાં દૂર —એવા ગાંધી૦
લોક વાટ જુએ છે પ્રભુ આવશે રે,
નવ જાણે આવ્યો આવનાર —એવા ગાંધી૦
એનો ધન્ય જનમ ધન્ય જીવવું રે,
માતાએ ઉપાડ્યો ધન્ય ભાર —એવા ગાંધી૦
એનો મોંઘો આદેશ લોકો ઝીલતા રે,
બોલી ભારતનો જયજયકાર —એવા ગાંધી૦

ગિરીશ

## ૨૫

## યુગદેવ

હો યુગદેવ ! પૂજું પાવડીઓ :
કંઈ ઉઘાડી તેં અમ આંખડીઓ,
યુગદેવ ! પૂજું પાવડીઓ.
કંઈ ખિલાવી તેં ઉર-પાંખડીઓ,
યુગદેવ ! પૂજું પાવડીઓ.
માત-મુક્તિના મંત્ર મધુરા,
શીખવ્યા વગાડી વાંસળી, હો !
યુગદેવ ! પૂજું પાવડીઓ.
વધાવું ભરી ફૂલછાબડીઓ,
યુગદેવ ! પૂજું પાવડીઓ.

મોહજાળ તિમિર મહીં એ,
ભૂલ્યાં હતાં સૌ વાટડીઓ,
યુગદેવ ! પૂજું પાવડીઓ.
અંધાર વિદારતો ચાંદલિયો,
યુગદેવ ! પૂજું પાવડીઓ.

દુઃખે ડૂબેલાં બન્ધુ અને હા,
દુઃખે ડૂબી'તી ગાવડીઓ,
યુગદેવ ! પૂજું પાવડીઓ.
તારી તેં અમ નાવડીઓ,
યુગદેવ ! પૂજું પાવડીઓ.

શાન્તિ-નીતિના પાઠ ભણાવી,
વરસાવી સુખ વાદળીઓ,
યુગદેવ ! પૂજું પાવડીઓ.
વધાવું ભરી ફૂલછાબડીઓ,
યુગદેવ ! પૂજું પાવડીઓ.

**મૂળજીભાઈ પી. શાહ**

# ૨૬

## ગાંધી તું

ગાંધી તું આજ હિંદકી એક શાન બન ગયા !
સારી મનુષ્યજાતિકા અભિમાન બન ગયા !
— ગાંધી૦

તું સત્ય, અહિંસા, દયા, નિઃસ્વાર્થ ત્યાગસે,
ઇસ આજ મૃત્યુલોકમેં ભગવાન બન ગયા
— ગાંધી૦

તેરા પ્રભાવ સાદગી હસ્તિકો દેખકર,
દુશ્મન ભી બેજબાં[1] હો કે હૈરાન[2] બન ગયા
— ગાંધી૦

તું દોસ્ત હૈ હર કોમકા હર દિલ અઝીઝ[3] હય,
સારા જહાં આજ તેરા કદરદાન બન ગયા
— ગાંધી૦

તેરી નસીહતોમેં[4] વહ જાદુકા અસર હૈ,
જિસકો લગી હવા તેરી ઇન્સાન બન ગયા
— ગાંધી૦

ધિક્કાર હૈ માધવ હમેં તેતીસ કોટિકો,
તુજસા ફકીર જેલકા મહેમાન બન ગયા
— ગાંધી૦

**માધવ**

---

૧. મૂક. ૨. ચકિત. ૩ પ્યારું. ૪. શિખામણ

२७

## આજે ઉત્સવ રાષ્ટ્રદેવનો

પુનિત સંતોનાં વૃન્દ (૨)
આજે ઉત્સવ રાષ્ટ્રદેવનો.

મૈયા ભારતી સોહંત (૨)
આજે ઉત્સવ રાષ્ટ્રદેવનો.

કુંજે વસંત કંઈંક ગુંજે નવ પ્રેરણા,
કોકિલા સુકંઠે ટહુકંત !
આજે ઉત્સવ રાષ્ટ્રદેવનો.

હૈડે રસચેતના જગાવે સ્નેહજ્યોત શી,
પિંડે બ્રહ્માંડ પ્રગટંત !
આજે ઉત્સવ રાષ્ટ્રદેવનો.

અંતર માંહીં ભક્તિ જગન્નાથ જન્મભૂમિની,
ઝગમગ કો ઓજસે લસંત !
આજે ઉત્સવ રાષ્ટ્રદેવનો.

શોભન જગમોહને બતાવી જીવન-માધુરી,
હિંદી નવ કોડે હસંત !
આજે ઉત્સવ રાષ્ટ્રદેવનો.

**મંજુલાલ મજમુદાર**

# ૨૮

## તારણહાર

### (૧)

અમારો ગાંધી, અમારો બાપુ,
        મોહન અમારો હૈયાનો હાર!
માનવ મુઠ્ઠી હાડકાંનો પણ,
        આતમનો ગરવો ગિરનાર!
દેહધારી એ તોય વિદેહી,
        ભારતભૂમિનો ભવ્ય કુમાર!
દીન તણો દીનબંધુ એ સાચો,
        પ્રેમ તણો વળી પારાવાર!

(સહગાન)

કોટિ રે કોટિ માનવ ગાજે
એક અવાજે, 'તારણહાર!
જીવજો બાપુ, જીવજો ગાંધી,
એ નવજીવન રેલવનાર!'

(૨)

વૈભવ છોડયો, વાસના ત્યાગી,
રંકનો રંક એ કૌપીનધાર!
સૂતરને એક તાંતણે તાર્યા,
દુઃખ-ડૂબેલ જે લોક અપાર!
ચક્ર સુદર્શન, દારિદ્ર્યમોચન,
મંગળ મોહનનું હથિયાર!
દરિદ્રનારણ-સેવનનું શુભ
મુક્તશું મુક્તિનું સિંહદ્વાર!

(સહગાન)

કોટિ રે કોટિ માનવ ગાજે
એક અવાજે, 'તારણહાર!
જીવજો બાપુ, જીવજો ગાંધી,
એ નવજીવન રેલવનાર!'

(૩)

ઘોર ગુલામીનું આયખું ખૂટે,
જીવનના રસ શોષણહાર!
જુગજુગ જામેલ મેલમાં નિતનિત
નૂતન વાધતો'તો અંધકાર!

સ્વાતંત્ર્ય-સૂરત મોહિની મૂરત,
આજ ઊગી અમ ભારતદ્વાર !
નાશ ગુલામીનો – નાશ ગુલામીનો,
સ્વાતંત્ર્ય-સુર્યનો જયજયકાર !

(સહગાન)

કોટિ રે કોટિ માનવ ગાજે
એક અવાજે, 'તારણહાર !
જીવજો બાપુ, જીવજો ગાંધી,
એ નવજીવન રેલવનાર !'

(૪)

"સત્યને કારણ જીવન-ધારણ,
સત્યને અર્થ તજો અવતાર,"
મારગ ભૂલ્યાને પ્રાણથી પૂરણ,
સત્યનો મંત્ર સુણાવનહાર !
વેર–બળેલો ને ઝેર–ઝળેલો,
હિંસા થાકેલો જે સંસાર !
મંત્ર અહિંસાથી તેહને તર્પતો
ગૌતમનો દૂજો અવતાર !

(સહગાન)

કોટિ રે કોટિ માનવ ગાજે
એક અવાજે, 'તારણહાર!
જીવજો બાપુ, જીવજો ગાંધી,
એ નવજીવન રેલવનાર!'

(૫)

ભારત જીત્યો અને જગ જીત્યો,
યોગી એ આતમનો જીતનાર!
મિત્રને જીત્યો ને શત્રુને જીત્યો,
ઘટઘટનો વિજયી સરદાર!
જાગજો લોકો, પ્રીછજો લોકો,
મૃત્યુનાં અમૃતનો પ્રીછનાર!
માનવમાં મહામાનવ રૂડો,
સો સો શતાબ્દિનો મંથનસાર!

(સહગાન)

કોટિ રે કોટિ માનવ ગાજે
એક અવાજે, 'તારણહાર!
જીવજો બાપુ, જીવજો ગાંધી,
એ નવજીવન રેલવનાર!'

(૧)

આજ અમારાં હાં દિલડાં નાચે,
મુખડાં હાસે અપરંપાર,
જોર કરી અમ આતમ ગાજે
ભારત-બાપુનો જયજયકાર !
આલમની એક ચીસ ઊઠે છે
માનવ ભાગ્ય તણે દરબાર,
તારજે તારજે, તારજે ત્રાતા.
હિંદનો – પૃથ્વીનો તારણહાર !

(સહગાન)

કોટિ રે કોટિ માનવ ગાજે
એક અવાજે, 'તારણહાર !
જીવજો બાપુ, જીવજો ગાંધી,
એ નવજીવન રેલવનાર !'

ચમનલાલ ભટ્ટ

## ૨૯

## ગાંધીનું શરણુ

ગાંધીને શરણે આવો રે, અવસર છે છેલ્લો.
તેના તે ગુણ તમે ગાઓ રે, અવસર છે છેલ્લો.
દારૂને છોડી, તાડીને છોડી,
દૂધ ને છાશ તમે પીજો રે, અવસર છે છેલ્લો.
માંસને છોડી, મચ્છીને છોડી,
ગોળ ને રોટલો ખાજો રે, અવસર છે છેલ્લો.
ભૂવાને છોડી, ભૂતડાંને છોડી,
રામનું નામ તમે લેજો રે, અવસર છે છેલ્લો.
પરદેશી છોડી, વિલાયતી છોડી,
ખાદીને પ્રેમથી પહેરજો રે, અવસર છે છેલ્લો.
વેરને છોડી, ઝેરને છોડી,
હેત ને પ્રીતથી રહેજો રે, અવસર છે છેલ્લો.
કૂડને છોડી, કપટને છોડી,
સતને રસ્તે રહેજો રે, અવસર છે છેલ્લો.

**અજ્ઞાત**

## ૩૦

## ગાંધી મસાલો

અસુખ જીવમાં વાધ્યું ઘણું, ને
 રોગે તે દેશને ઘેરિયો રે;
દેશદેશના બહુ વૈદો જ તેડિયા,
 તેમ તેમ રોગ બહુ વાધિયો રે — અસુખ૰

પીડા તે પારખી ગાંધીજી ધાયા,
 મરી મસાલો આપિયો રે;
જેમ જેમ આપિયો તેમ તેમ માગિયો,
 આખો હિંદ તો જાગિયો રે — અસુખ૰

રાનીપરજમાં ગાંધી મસાલો,
ઘણા જનોએ ચાખિયો રે;
ચાખિયો ચાખિયો એટલો ચાખિયો,
આખા ડિલ પર નાખિયો રે — અસુખ૦

તેજાનો ઘણો ગુણકારી એ તો,
રોગીના રોગને હાંકિયો રે;
નીરોગી થઈને સબળા રે બનિયા,
પગમાં જોર નવું આવિયું રે — અસુખ૦

સર્વે ભાઈઓ ગાંધી મસાલો
ગજવે ઘાલી રાખજો રે;
શાકમાં નાખજો, પાકમાં નાખજો,
એમ ને એમ તમે ફાકજો રે — અસુખ૦

ઉકાભાઈ ચોધરી

## ૩૧

# ભીલોનું ગાંધીગીત

(ભીલોડી ગીતનો ઢાળ)

ગાંધીનાં ગીતાં ગાઓ, ઓ ભીલભાઈ,
　　　　ગાંધીનાં ગીતાં ગાઓ.
ગાંધીનાં મનખાં[1] થાઓ, ઓ ભીલભાઈ,
　　　　ગાંધીનાં મનખાં થાઓ.

અલક[2]મલકનો માનીતો ગાંધી,
　　મનખાં જેવો પણ દેવ!
ઉરગ[3] સોડી[4] આપું[5] દુઃખિયાંને કાજે,
　　　આઈ યો[6] ધરમનો દેવ — ગાંધીનાં૦

---

૧. માણસો ૨ દુનિયા ૩. સ્વર્ગ ૪. છોડી
૫. આપણું ૬. આવ્યો.

દુઃખિયાંનાં દુઃખ દેખી કકળી ઊઠે
એનાં કાળજડાંની કળી;
ભૂખાંની ભૂખ એને ભરખી જતી,
એણે કાયા નાખી દળી — ગાંધીનાં૦

ઊંચાનીચાના એને ચાળા ગમે નહિ,
નાગા ઉઘાડાને કાજ;
ભીલાંને ભાળી લંગોટી વાળી
એણે, એવો ગરીબનવાજ — ગાંધીનાં૦

ધરમ, હાચ ને બહાદરીની
નવલી[૭] ઝંડી રોપી;
વેઠવારા વળી જોરજુલમથી
બચાવે ગાંધીટોપી — ગાંધીનાં૦

જીવ મારો નથી, ચોરી કરો નથી,
ગાંધીવાળા[૮] જો થાઓ;
હરો[૯] ખાઓ નથી, ભાંગ[૧૦]પીવો નથી,
ધાડરી[૧૧]રમવા ન જાઓ — ગાંધીનાં૦

---

૭. અવનવી ૮. ભીલો ખાદી ટોપીવાળાને ગાંધીવાળાને નામે ઓળખે છે. ૯. દારૂ ૧૦. તમાકુ ૧૧. ધાડ પાડવા.

ઉંગળવા પડહે ને ધુંગળવા[12]પડહે,
સોરાંને[13]ભણવા ભેજ્જો;
ડગરાં[14]મટીને મનખ્યાં થહો માટે,
દીકરીના દુકડા[15]ન લેજો — ગાંધીનાં૦

બીકણ બલાડાં મટી વનના એ વાઘો,
ઝટ દઈ જાગી જાજો;
ડામોર,[16]ભાભોર,[17]નિમામ,[18]હુંગાડા,[19]
હગળા[20]બહાદર થાજો — ગાંધીનાં૦

ટોપાવાળાને સલામ કેવી ?
જેણે દનિયા બાંધી;
એક બડો બાપો રામ છે સાહેબ,
બીજા ઠક્કર ને ગાંધી — ગાંધીનાં૦

**ઈશ્વરલાલ વૈદ્ય**

૧૨. નાહવું ધોવું પડશે. ૧૩. છોકરાં ૧૪ ઢોર
૧૫. દોકડા ૧૬-૧૭-૧૮-૧૯. કુળોનાં નામ ૨૦. સઘળા

## ૩૨

# ખાદી રંગ લાગ્યો

હું તો કાપડ બજારે ગઈ'તી,
                    રે ખાદી રંગ લાગ્યો;
પરદેશીનાં પોટલાં દીઠાં,
                    ને દિલને ડંખ લાગ્યો.
શોધી શોધીને બહેન! હું તો થાકી રે — ખાદી૦
જોયાં વાયલ ને આંખ થઈ રાતી રે — દિલને૦
હું તો ભર્યા બજાર માંહ્ય ઊભી રે — ખાદી૦
કોઈ દીઠો ન દેશનો સપૂત — દિલને૦
મારા દેશમાં કપાસ ફાલ ફાલ્યો રે — ખાદી૦
વેચ્યો વેચ્યો વિદેશમાં તમામ — દિલને૦
મારા ખેડૂતે ખંતે ઉગાડયો રે — ખાદી૦
વલખાંઈણાં કરે છે એનાં બાળ — દિલને૦
મારા વણકરની વાત કોણ જાણે રે — ખાદી૦
પૂરો રોટલો ન પામે એનાં બાળ — દિલને૦
શિર ચોંટયું કલંક બહેન કાઢો રે — ખાદી૦
પરદેશીનો મોહ હવે છાંડો રે — દિલને૦

**જ્યોત્સ્ના શુકલ**

## ૩૩

# કાચા સૂતરનો તાંતણો

અતૂટ એક કાચા સૂતરનો તાંતણો !

હાંરે ઓલી લોઢાની બેડિયુંય તૂટે —અતૂટ૦
હાંરે ઓલી સોનાની સાંકળી વછૂટે —અતૂટ૦
હાંરે ધાર ખાંડાની તેય થાય ખાંડી —અતૂટ૦
હાંરે હાર માને હજાર તોપ ગાંડી —અતૂટ૦
હાંરે દુર્બળિયાં શું બળિયાંને બાંધે —અતૂટ૦
હાંરે શામળાં શું ઉજળિયાંને સાંધે —અતૂટ૦
હાંરે અંધ સાથે આંખાળાંને બાંધે —અતૂટ૦
હાંરે પંગુ સાથે પાંગાળાંને સાંધે —અતૂટ૦
હાંરે રંક સાથે તે રાજવી બાંધે —અતૂટ૦
હાંરે રામ સાથે તે માનવીને સાંધે —અતૂટ૦
હાંરે કાંતો કાંતો ને બહેન પૂરી પ્રીતે —અતૂટ૦
હાંરે કાંતો કાંતો ને ભાઈ એકચિત્તે —અતૂટ૦
હાંરે ઘરોઘરમાં એ પ્રેમને પસારો —અતૂટ૦
હાંરે મારી ભારતીના ભારને ઉતારો —અતૂટ૦
હાંરે રૂડા રેંટિયા અખૂટ બાપ દેજો —અતૂટ૦
હાંરે બાપુ ગાંધીજીની જિંદગીનો રહેજો —અતૂટ૦

જુગતરામ દવે

## ૩૪

# માથે કાંતવાનું દેવું

માથે કાંતવાનું દેવું,
જોજો ભૂલમાં નહિ જાય.
એનું વ્યાજ ઘોડા જેવું,
જોજો પાછળ નહિ પહોંચાય.

આજ વિતાડી જો આળસમાં,
કાલ હાંકવાં થાશે વસમાં;
આગ લાગે ત્યારે, જ્યારે આગ લાગે ત્યારે,
જોજો કૂવો નહિ ખોદાય — માથે૦

ગરીબનું છે પૂજન માંડ્યું,
અક્ષત કુંકુમ પાર ઉતાર્યું;
દરિદ્રનારાયણનું, અંતે દરિદ્રનારાયણનું,
જો જો નૈવેદ નહિ વીસરાય — માથે૦

રંક સુખી ત્યાં રાજ સુખી છે,
રંક દુઃખી ત્યાં રાજ દુઃખી છે;
રંકનો પડછાયો, રાજા રંકનો પડછાયો,
જો જો કાયમનો એ ન્યાય — માથે૦

**પ્રીતમલાલ મજમુદાર**

## ૩૫

## તકલી ભલી

તકલી ભલી તકલી ભલી, તકલી મને વહાલી રે,
તકલી ચલી તકલી ચલી, શુભ્ર સૂતર વાળી રે...તકલી૦

તકલી રમે તકલી ભમે, હાથમાં દઈ તાળી રે,
ઝૂમઝૂમે ને રાસ રચે, સરરર ઘુમ્મ ચાલી રે...તકલી૦

તકલી કાંતો, તકલી કાંતો, વસ્ત્રની પૂરનારી રે,
સંગે સહુ રંગે કાંતો, અંગે ખાદી ધારી રે...તકલી૦

નકલી એંજિન, નકલી મોટર, નકલી ઊડણગાડી રે,
અસલીમાં એક અસલી તકલી, સકળ કળાની દાદી રે
...તકલી૦

તકલી જરીક અગથી ભલે, ભારતહિતકારી રે,
ગિરિધારીની ટચલી એ તો, દીનન દુઃખહારી રે...તકલી૦

**ચીમનલાલ ભટ્ટ**

## ૩૬

# તકલી મારી

તકલી મારી વાહ મઝાની, ગાંધી બાપુએ વખાણી.
એ તો કેવી આનંદ કેરી વાત છે !

તકલી સાચી કામધેનુ,
મીઠી મોહનજીની વેણુ,
એ તો કેવી આનંદ કેરી વાત છે !

ડુંગર સૂતરના બનાવે,
તારે તારે સ્વરાજ લાવે,
એ તો કેવી આનંદ કેરી વાત છે !

નાના નાના મારા હાથ,
કેવા શોભે તકલી સાથ,
એ તો કેવી આનંદ કેરી વાત છે !

તકલી ફેર ફુદરડી ફરતી,
ડાબા જમણી વારા ફરતી,
એ તો કેવી આનંદ કેરી વાત છે !

મારી મુઠ્ઠીમાં સમાણી,
મારા દેશની કમાણી,
એ તો કેવી આનંદ કેરી વાત છે !

કાંતે બા અને બાપાજી,
દાદીમાયે રાજી રાજી,
એ તો કેવી આનંદ કેરી વાત છે !

કાંતે કોટિક ભારતવાસી,
તો તો દુ:ખડાં સૌ જાય નાસી,
એ તો કેવી આનંદ કેરી વાત છે !

તકલી ગુરુ અમે તો માની,
વર્ધા-વિદ્યા એમાં જાણી,
એ તો કેવી આનંદ કેરી વાત છે !

**ચીમનલાલ ભટ્ટ**

૩૭

## ઉદ્યોગ-ધૂન

તકલી મારી બેન, રૂડો રેંટિડો છે ભાઈ,
આખા મારા ઘરને ઢાંકે સાચી એ સગાઈ
—હોજી સાચી એ સગાઈ.

પટપેં પટપેં ગુંજે પીંજણુ કરતી સુંદર પોલ,
વાદળીઓના ઢગલા જેવો ગોળ ગોળ ગોળ
—હોજી ગોળ ગોળ ગોળ.

કળીઓ જેવી પૂણી, સૂતર કિરણો સમ સોહાય,
ખાદીમાં આબાદી સાચી, આનંદ મંગળ થાય
—હોજી આનંદ મંગળ થાય.

**ચીમનલાલ ભટ્ટ**

## ૩૮

# રેંટિયે લેજો હરિનું નામ

રેંટિયો દીન તણો દાતાર,
રેંટિયે લેજો હરિનું નામ.
રેંટિયો ભૂખ્યાંનો ભંડાર,
રેંટિયે લેજો હરિનું નામ.
રેંટિયો અન્નજળનો દેનાર,
રેંટિયે લેજો હરિનું નામ.
રેંટિયો વસ્તરનો પૂરનાર,
રેંટિયે લેજો હરિનું નામ.
રેંટિયો દળદરનો હરનાર,
રેંટિયે લેજો હરિનું નામ.
રેંટિયો આંગણનો શણગાર,
રેંટિયે લેજો હરિનું નામ.
રેંટિયો ગરીબડાંની ગાય,
રેંટિયે લેજો હરિનું નામ.
રેંટિયે ગરવાં ગુણિયલ થાય,
રેંટિયે લેજો હરિનું નામ.

**રમણલાલ સોની**

૩૯

# પીશો મા

તમે પીશો મા, પીશો મા, પીશો મા,
દારવો પીશો મા!
તમે ભડ ભડ ભડ બાળનારો,
કે દારવો પીશો મા!
તમે પીઓ તો ગોરસ પીજો,
કે દારવો પીશો મા!
તમે ભડ ભડ ડિલ બાળનારો,
કે દારવો પીશો મા!
તમે પીઓ તો પ્રેમરસ પીજો,
કે દારવો પીશો મા!
તમે ભડ ભડ દિલ બાળનારો,
કે દારવો પીશો મા!
તમે પીઓ તો આમરસ પીજો,
કે દારવો પીશો મા!
તમે ભડ ભડ ધન બાળનારો,
કે દારવો પીશો મા!
તમે પીઓ તો રામરસ પીજો,
કે દારવો પીશો મા!
તમે ભડ ભડ પુણ્ય બાળનારો,
કે દારવો પીશો મા!

**જુગતરામ દવે**

## ૪૦

# હાથે કામ કીજીએ

અમે હાથે તે કામ બધાં કીજીએ રે;
નહિ બાધા કે બંધનોથી બીજીએ રે. અમે૦

અમે જોઈએ તપાસીએ ને બૂઝીએ રે;
અમે ભાંગીએ, તોડીએ ને પાછા જોડીએ રે. અમે૦

અમે સર્વે દેશોમાં ઘૂમી આવીએ રે;
જેવા ફાવે તેવા સાજ અંગ ધારીએ રે. અમે૦

કોને પરવા છો પહોંચીએ કે થાકીએ રે;
કોને પરવા છો ફાવીએ કે હારીએ રે. અમે૦

અમે લીધાં કામ એમ કેમ છોડીએ રે?
કદી છોડીએ તો મોત માગી લીજીએ રે. અમે૦

અમે બાવડાંના બળે નિપજાવીએ રે;
પ્રાણ ખરચીને ગમતાં ઘર બાંધીએ રે; અમે૦
એવાં હાથનાં ચણેલ ઘર વસાવીએ રે. અમે૦

**જુગતરામ દવે**

## ૪૧

# સફાઈ ગીત

ચાલો ઊઠોને આજ કરીએ સફાઈ,
નાંનાં ને મોટાં, બહેનો ને ભાઈ.
કચરાનો પાર નહીં,
પૂંજો અપાર અહીં,
ભૂંડું તે ભૂખ જેવું ના રે સહેવાય.... ચાલો૦
આંગણિયાં વાળીએ,
શેરીઓ ઉજાળીએ,
રંગોળી રંગ ઘેર ઘેરે સોહાય... ચાલો૦
અમે અમારા
ભંગી થનારા,
ખંખેરી નાંખી ખોટી મોટાઈ... ચાલો૦
માતા બધાંની
ભંગી સદાની,
તોયે એની રજ માથે લેવાય... ચાલો૦
વાયુયે ભંગી,
વરસાદે ભંગી,
મોટા ભંગી દાદા સૂરજ સોહાય... ચાલો૦
અંધારાં કાપવાં,
અજવાળાં વેરવાં,
સાચો ધરમ એ સાચી સફાઈ... ચાલો૦

**ચીમનલાલ ભટ્ટ**

## ૪૨

# પાપના ભારા

સદીઓ જૂના પાપના ભારા, આજે ભસ્મ થાય,
છૂત અછૂતનાં ઝેર હળાહળ આજે શમી જાય,
અછૂતો ભાઈ અમારા,
હરિજન હરિને પ્યારા !

દૂર કરેલાં, ધૂતકારેલાં, દુઃખડૂબ્યાં હરિજન,
અંતર એનું 'હાય' પુકારે, 'જુલમ શો ભગવન !'
ઓરે ઓ નીચાજોણું,
જગતમાં હિન્દુઓનું !

નરકને જે દૂર કરે તે નરક માંહી રિબાય;
અમૃત સાટે વિષની પ્યાલી, કેવો શેતાની ન્યાય !
આ તે શું ધર્મ હશે કે ?
કલંકિત હાય અરેરે !

માણસ જેવાં માણસને કેમ હડે હડે કહેવાય ?
હૃદય માંયલો રામજી એનો રૂંવે રૂંવે દુભાય,
ઓરે ! ભૂંડાં ભૂખનાં જેવાં,
આવાં કેવાં માનવ હૈયાં ?

અડશો મા, વળી આવશો મા કોઈ દેવનાં મંદિર માંય,
પતિતપાવન દેવ અમારા, પતિતથી અભડાય!
ઓરે ઓ દેવની હાંસી!
મટ્યા દેવ મંદિરવાસી!

રામ ભજે ને તુલસી પૂજે, એકતારો લઈ ગાય,
આતમજ્ઞાનનાં ગીત મધુરાં, આનંદમંગળ થાય,
આવાંને શું અછૂત કહેશો?
અછૂત જગે થઈ રહેશો!

હાડ અછૂત કે ચામ અછૂત કે જીવ અછૂત કહેવાય?
પંચભૂતોના પિંજર માંહે અછૂત વસે ક્યાંય?
ખરેખર મનનાં ભૂતો!
જાગો, ઊઠો, ભાગી છૂટો!

ઊંચ ન હો કોઈ, નીચ ન હો કોઈ, બની રહો ભાઈભાઈ!
ગંગાયમુના સંગમ સરખી, મંગલ પ્રેમસગાઈ!
અંધારાં ઘોર શમાવો,
પ્રભુ! પ્રેમજ્યોતિ ઝગાવો!

**ચીમનલાલ ભટ્ટ**

## ૪૩

## બાળાં ભોળાં ગામડિયાં

અમે બાળાં ને ભોળાં ગામડિયાં,
અમે રેંટિયા શાં ઘૂમીએ ગોળ
— હળી મળી હૈયાના હેતની લ્યો તાળી.

અમે કામ કરનાર કામણગારાં,
અમે જાણીએ નહિ જરી ડોળ. હળી મળી०

અમે મૂંગાં મૂંગાં ભારને વહીએ,
નવ કરીએ બક બક બક. હળી મળી०

અમે ઘર લીંપીએ દઈ ઓકળીઓ,
અમ વાસણ તો ચક ચક ચક. હળી મળી०

અમ હૈયાં મીઠાં ને ઊજળાં,
અમે મીઠડાં દૂધ દોહનાર. હળી મળી૦

અમે સાચા તે સારને ખેંચીએ,
ફેરવીએ વલોણાં ઘરરર. હળી મળી૦

અમે હસતાં રમતાં જઈએ કૂવે,
ખેંચી પાણીડાં કાઢીએ સરરર. હળી મળી૦

અમે વડલાની ડાળે ઝૂલતાં,
ભૂલી જઈએ વૈશાખના તાપ. હળી મળી૦

અમે ખેતરે જઈને મલપતાં,
ભૂલી જઈએ ત્યાં ઘરના સંતાપ. હળી મળી૦

અમે અભણ છતાં સુખદુઃખમાં
ભજી જાણીએ રામ રામ રામ. હળી મળી૦

થઈ વેળ હવે કામે જઈશું અમે,
તમે આમ — અમે આમ આમ આમ.
હળી મળી૦

**અજ્ઞાત**

## ૪૪

# જય જય ગરવી ગુજરાત!

જય જય ગરવી ગુજરાત!
જય જય ગરવી ગુજરાત!
દીપે અરુણું પરભાત;
ધ્વજ પ્રકાશશે ઝળળ કસુંબી,
પ્રેમશૌર્ય-અંકિત;
તું ભણવ ભણવ નિજ સંતતિ સૌને,
પ્રેમભક્તિની રીત;
ઊંચી તુજ સુન્દર જાત!
જય જય ગરવી ગુજરાત!

ઉત્તરમાં અંબા માત,
પૂરવમાં કાળી માત;
છે દક્ષિણ દિશમાં કરંત રક્ષા
કુંતેશ્વર મહાદેવ,
ને સોમનાથ ને દ્વારકેશ એ
પશ્ચિમ કેરા દેવ;
છે સહાયમાં સાક્ષાત્,
જય જય ગરવી ગુજરાત!

નદી તાપી નર્મદા જોય,
મહી ને બીજી પણ જોય,
વળી જોય સુભટના જુદ્ધરમણુને,
રત્નાગર સાગર;
પર્વત ઉપરથી વીર પૂર્વજો
દે આશિષ જયકર;
સંપે સોહે સહુ જાત!
જય જય ગરવી ગુજરાત!

તે અણુહિલવાડના રંગ,
તે સિદ્ધરાજ જયસંગ,
તે રંગ થકી પણ અધિક સરસ રંગ
થશે સત્વરે, માત!
શુભ શકુન દિસે મધ્યાહ્ન શોભશે,
વીતી ગઈ છે રાત;
જન ઘૂમે નર્મદા સાથ!
જય જય ગરવી ગુજરાત!

**વીર નર્મદ**

## ૪૫

## ગુર્જરીની ગૃહકુંજે

ગુર્જરીની ગૃહકુંજે!
અમારું જીવન ગુંજે ગુંજે —ગુર્જરીની૦

આંખ અમારી ખૂલી અહીં પહેલી,
પગલી ભરી અહીં પહેલી;
અહીં અમારા યૌવન કેરી
વાદળીઓ વરસેલી —ગુર્જરીની૦

અહીં શિયાળે તાપ્યા સગડી,
કોકિલ સૂણી વસંતે;
અષાઢનાં ઘનગર્જન ઝીલ્યાં,
રણુઝણુતા ઉરતંતે —ગુર્જરીની૰

અમે ભમ્યા અહીંનાં ખેતરમાં,
ડુંગરમાં કોતરમાં;
નદીઓમાં નાહ્યા આળોટ્યા,
કુદરત પાનેતરમાં —ગુર્જરીની૰

અહીં અમારાં તનધન અર્પ્યાં,
પૌરુષનિધિ સૌ ખર્ચ્યાં,
વિશ્વવાડીને સુફલિત કરવા
નસનસથી રસ અર્ચ્યાં —ગુર્જરીની૰

અહીં અમે રોયા કલ્લોલ્યા,
અહીં ઊઠ્યા પછડાયા;
જીવનજંગે જગત ભમ્યા, પણ
વીસરી નહિ ગૃહમાયા —ગુર્જરીની૰

સુન્દરમ્

૪૬

## અમે ડરતા નથી

અમે ડરતા નથી હવે કોઈથી રે,
સદા ભજીએ ભલા ભગવાન — અમે૦
બીક રાખે મનુષ્યો બાયલા રે,
અમે બહાદુર ને બળવાન — અમે૦
બીક રાખે હરામી આળસુ રે,
હાથપગમાં અમારું તાન — અમે૦
માર ખાશું અમે નહિ કોઈનો રે,
નહિ વેઠી લેશું અપમાન — અમે૦
છેતરાશું નહિ અમે કોઈથી રે,
રૂડી વિદ્યાથી આવશે ભાન — અમે૦
બાપુ ગાંધીના બોલ અમે પાળશું રે,
નથી રહેવું હવે હેરાન — અમે૦

**ફૂલચંદ શાહ**

૪૭

# માડીની ધૂળ

હોય ભલે મોટી મોટી મહેલાતો શોભાવાળી,
જે ઝૂંપડીએ જન્મ લીધો લાગે મુજને રઢિયાળી.
ગોરી ગુમાનભરી માતાઓ જગમાં સંપતશાળી,
દીન ભલી મારી માડીની ગોદ મને હૂંફાળી.
શી સોહે રાજાની વાડી લીલી કુંજોવાળી,
મીઠી મુજને ઘરઆંગણના લીમડિયાની ડાળી.
ઝગઝગતા વીજળીના દીવે રોજ બધે દિવાળી,
તેલ-પૂર્યા માના દીવડિયાની શોભા નિહાળી.
માઈલ મિનિટે ઊડતી સહુને ભાવે ભૂંકણ-ગાડી,
હૈયું હરખે નીરખી વહેલડી ઘમઘમ ઘૂઘરમાળી.
ફક્કડ ફૂટડી ફૂંકે ઊડતી સોંઘી મિલની સાડી,
મને ખપે માડીજાયાની ખાદી સાદી જાડી.
છો જગ કહેતું આખું મુજને અણસુધરેલ અનાડી,
વહાલી તારી ધૂળ મને પવિતર હો જુગ જુગ માડી.

**કલ્યાણજી મહેતા**

## ૪૮

## જય જન્મભૂમિ

જય જન્મભૂમિ જનની ભારત,
માત મંગલકારિણી;
છબી રમ્ય હૃદય વિષે વિરાજે,
જય ભુવનમનમોહિની.

*　　　　　*　　　　　*

અમ હૃદય તું મા, પ્રાણ તું મા,
સર્વ તું મા તું હિ તું;
તુજ ચરણમાં નૈવેદ્ય હો મા,
જીવનનું, સર્વસ્વનું.

*　　　　　*　　　　　*

પરચક્ર તૂટે, તિમિર ખૂટે,
અરુણુની પગલી પડે;
જયઘંટ બાજે, ભવ્ય આજે
જીવનની ભરતી ચડે !
હો ધન્ય મૈયા ! ધન્ય ભારત !
ધન્ય ભારતવાસી હો !
જયગીત ગાઓ માત કેરાં
ત્રીસ કોટિ કંઠ હો !
સ્વાધીન હો ! સંપૂર્ણ હો !
આલમ તણું મા નૂર હો !
અમ જીવનનું મા એક અવિચળ
સ્વપ્ન સરસ મધુર હો !

**ચીમનલાલ પ્રા. ભટ્ટ**

## ૪૯

# શૂરવીર આવજો

શૂરવીર આવજો રે હો રણમાં;
ઉત્સાહ ચેતન ભરજો તનમાં — શૂરવીર૦
 ગજ ગજ કૂદજો રે હો કોડે;
 બલિદાન દેજો જાતના જોરે — શૂરવીર૦
કરજો કેસરિયાં રે હરખે,
પ્રભુ છે પોતે ઊભા પડખે — શૂરવીર૦
 કાયર ભાગજો રે હો વનમાં,
 ભય જો લાગે મોતનો મનમાં — શૂરવીર૦
અવસર આવ્યો રે હો તરવા,
નિશ્ચય કરજો જીતવા કે મરવા — શૂરવીર૦
 ઝંડો સતનો રે ફરકાવો,
 શાંતિ પાળો, સ્વરાજ ઘેર લાવો — શૂરવીર૦
ડંકો વાગ્યો રે હો વહાલા,
યુવક ધાજો રણ-મતવાલા — શૂરવીર૦

**જીવણસિંહ ગામીત**

## ૫૦

# સમશેર સારી ખલ્કની

સમશેર સારી ખલ્કની,
અમને નહીં તાબે કરે !
અમ આત્મ છે પ્રભુતેજ તે
નહીં તુચ્છ શસ્ત્રે ગાભરે ! — સમશેર૦
મહાયજ્ઞ છે અમ આદર્યો,
પૂરો કરીશું હામથી;
વિઘ્નો કદી આવી નડે, તો
હોમીશું અમ જાતને — સમશેર૦
લાંછન ગુલામી શિર લઈ,
પાળ્યા પશુ સમ જગ ફર્યાં;
આંખો અમારી છે ખૂલી,
બસ ધોઈશું અમ પાપને — સમશેર૦
પરતેજથી નહીં ભડકશું,
પણ તેજ અમ જગ દાખશું;
જોશે બધી આલમ હવે
અમ હિન્દની તાકાતને — સમશેર૦

**ડૉ. ચંદુલાલ દેસાઈ**

## ૫૧

## જય જય બોલો હિંદુસ્તાન

હર હર હર મહાદેવ પુકારો,
અલ્લાહો અકબર રહેમાન;
હિંદુ-મુસલમીન એક થઈને,
જય જય બોલો હિંદુસ્તાન.
આ ભૂમિ આપણી, દેશ આપણો,
એ પર જાન કરો કુરબાન;
ત્રીશ કોટિ ભારતના તનુજો,
જય જય બોલો હિંદુસ્તાન.

એક-કુટુંબી ભાઈ આપણે,
માતા ભારતનાં સંતાન;
હિંદુ પારસી મુસલમાન સૌ
જય જય બોલો હિંદુસ્તાન.
મંદિર ને મસ્જિદ બંને છે,
ઈશ્વર કેરાં ઊંચાં ધામ;
ભાઈ ભાઈમાં ભેદ ન હોયે,
જય જય બોલો હિંદુસ્તાન.
દૈવી યુદ્ધે શાંત સૈનિકો
સ્થૂલ બળનું હરવા અભિમાન;
સ્વાર્પણ કેરાં શસ્ત્ર સજીને,
જય જય બોલો હિંદુસ્તાન.
પુનઃ આપણી ભારત માતા,
જગમાં પામે ઊંચું સ્થાન;
વિશ્વ સકળની ધર્મમાત એ,
જય જય બોલો હિંદુસ્તાન.

**ચંદુલાલ નં. દેસાઈ**

# ૫૨

## કૂચગીત

આઓ પ્યારે ભાઈઓ, આઓ ક્રાંતિકારીઓ,
આઓ શીઘ્ર માતૃભૂકી બંધમુક્તિ કે લિયે.

નહીં ડરેંગે અબ કિસીસે આયે ઘોર આપદા,
ધર્મયુદ્ધ કરનેવાલે હમ તો નીડર હૈં સદા—આઓ૦

જયતુ જનની જન્મભૂમિ જયતુ લોકનંદિની,
જયતુ જય સ્વરાજ્ય-વિભવ જયતુ ભુવનમોહિની—
આઓ૦

બોલો સકલ ભારતીય મંત્ર વન્દે માતરમ્,
બોલો એક સાથ મિલકે જય સ્વતંત્ર ભારતમ્—
આઓ૦

**અજ્ઞાત**

૫૩

## માડીની ઝૂંપડી

દુઃખિયાંનો વિસામો રે માડી તારી ઝૂંપડી;
રણુવગડાનો છાંયો રે આંધળિયાંની લાકડી.
કુંજનિકુંજે લચી વલ્લરી નિર્ઝરિયાં સંતાય,
અમલ કમલદલ પર પંખીડાં બ્રહ્મલીલાને ગાય;
રઢિયાળી એ વાડી રે સોહવતી જે ઝૂંપડી,
આજે ખાવા ધાતી રે નિર્જન રણમાં ઝૂંપડી.
— દુઃખિયાંનો૦

ધર્મ કર્મ રસકસ લૂંટાયાં ઘર ઘર વખરી હીર,
છતી સંતતિ સત્ત્વ લૂંટાયું, ખેંચાયાં તુજ ચીર;
લૂંટાતી ઓ માડી રે ખાલી તારી ઝૂંપડી.
— દુઃખિયાંનો૦

ધન સંચી ખેતર સૂકવિયાં દવ પ્રેર્યો ચોપાસ,
રાતી વિભુની આંખડી દેખી પંખીડાં પામે ત્રાસ;
તેને સોડે સહાતી રે માડી તારી ઝૂંપડી;
પોષણિયાં શી પાતી રે આછી જાડી રાબડી.
— દુઃખિયાંનો૦

વન વીંટચાં સીંચાણે સઘળાં, અવશ પડચાં તુજ બાળ,
કામ કર્યાંને હડધૂત કરીને રણવગડે દે માર;
અંકે લેવા ધાતી રે તેને માતા રાંકડી;
શાળી છાંયે છાતી રે માડી તારી ઝૂંપડી.
— દુઃખિયાંનો૦

કણ કણ કાજે વન વન વીંઝે તુજ બાલુડાં પાંખ,
પણ સુખદુઃખનાં લહાણાં લેવા ઠરતી તુજ પર આંખ;
અંતે તું સંઘરતી રે માતા મારી દૂબળી;
પ્રભુનો પથ દાખવતી રે માડી તારી ઝૂંપડી.
— દુઃખિયાંનો૦

તું જ જીવન અમ, તું સર્વસ્વ, તું જ સુધાનો સાર,
મૂર્તિમતી વત્સલતા દેવી તું સુરલોકનું દ્વાર;
નંદનવન શી વહાલી રે અમને તારી ઝૂંપડી;
જન્મભૂમિ-વ્રત પાળી રે શણગારીશું ઝૂંપડી.
— દુઃખિયાંનો૦

**જીવાભાઈ પટેલ**

## ૫૪

# મારું નાનકડું ગામ

મારું નાનકડું ગામ — મારું રૂપકડું ગામ.
 શુક્ર તારા સમું મનોહારી હો રામ!
મારું નાનકડું ગામ — મારું વહાલીડું ગામ,
 તારી નાની શી દેહ, દિલ મોટું હો રામ!
મારું નાનકડું ગામ — મારું મોંઘેરું ગામ,
 તારે ભોળે હૈયે તે ભાવ ઝાઝા હો રામ!
મારું નાનકડું ગામ — મારું થનગનતું ગામ,
 તારાં સાદાં જીવન કંઈ અમીભર્યાં હો રામ!
મારું નાનકડું ગામ — મારું ટેકીલું ગામ,
 તારાં સાચાં જીવન મહેકમહેકતાં હો રામ!
મારું નાનકડું ગામ — મારું ઝગમગતું ગામ,
 દેશમંદિરનો ટમટમતો દીવો હો રામ!
મારું નાનકડું ગામ — સંપસંપીલું ગામ,
 જ્યાં ગંગા જમનાની એકદિલી હો રામ!
મારું ગોકુળિયું ગામ — તારે ખોળે હો રામ,
 ધ્રુવ પ્રહ્લાદ શા બાળ ખેલે હો રામ!
મારું નાનકડું ગામ — તારે આંગણિયે રામ,
 ગ્રામલક્ષ્મીનાં તેજ પથરાયાં હો રામ!

**ચીમનલાલ ભટ્ટ**

## ૫૫

# ઝંડા-વન્દન

એક હમારા ઊંચા ઝંડા, એક હમારા દેશ,
ઇસ ઝંડે કે નીચે નિશ્ચિત એક અમિટ ઉદ્દેશ—
હમારા એક અમિટ ઉદ્દેશ.

દેખા જાગૃતિ કે પ્રભાત મેં એક સ્વતંત્ર પ્રકાશ;
ફૈલા હૈ સબ ઓર એક-સા એક અતુલ ઉલ્લાસ.
કોટિ કોટિ કંઠોં મેં કૂજિત એક વિજય-વિશ્વાસ,
મુક્ત પવન મેં ઊડ ઊડનેકા એક અમર અભિલાષ.
સબકા સુહિત, સુમંગલ સબકા, નહીં વૈર-વિદ્વેષ,
એક હમારા ઊંચા ઝંડા, એક હમારા દેશ.

કિતને વીરોં ને કર કરકે પ્રાણોં કા બલિદાન,
મરતે-મરતે ભી ગાયા હૈ ઇસ ઝંડે કા ગાન.
રક્ખેંગે ઊંચે ઊઠ હમ ભી અક્ષય ઇસકી આન,
ચક્ખેંગે ઇસકી છાયા મેં રસ-વિષ એક સમાન.
એક હમારી સુખ-સુવિધા હૈ, એક હમારા ક્લેશ,
એક હમારા ઊંચા ઝંડા, એક હમારા દેશ !
માતૃભૂમિ કી માનવતા કા જાગ્રત જયજયકાર;
ફહર ઊઠે ઊંચે સે ઊંચા યહ અવિરોધ, ઉદાર.
સાહસ, અભય ઔર પૌરુષ કા યહ સજીવ સંચાર;
લહર ઊઠે જન-જન કે મન મેં સત્ય અહિંસા પ્યાર.
અગનિત ધારાઓં કા સંગમ, મિલન-તીર્થ-સંદેશ;
એક હમારા ઊંચા ઝંડા, એક હમારા દેશ.
સુનેં સબ, એક હમારા દેશ.

**શ્રી સિયારામશરણ ગુપ્ત**

## ૫૬

## ઝંડાને

ફરક ફરક જયવન્ત!
ઝંડા! અજર અમર બળવંત!
તવ શુભ નામે તિમિર વિરામે,
જાગે સુપ્ત દિગન્ત!
ઝંડા અજર અમર બળવંત!
આરતી તવ રવિ શશી ઉતારે,
સપ્ત સિન્ધુ તવ પાય પખાળે,
સાઠ કોટિ ભુજ વિરાટ તારે,
હિમગિરિ તવ દૃઢ દંડ! —ઝંડા૦

સૌમ્ય પ્રતાપી તારી કાન્તિ,
        દેખી ઊડતી જગની ભ્રાન્તિ,
છાયામાં તવ ભભૂકે ક્રાન્તિ,
        વિપ્લવ ઝાળ જ્વલન્ત !    — ઝંડા૦
ત્રિરંગી તારી છાયા ઘેરી,
        ગાજે તેમાં ત્રિકાળ-ભેરી,
વિશ્વવિજેતા ! ક્યાં તુજ વૈરી ?
        જગ તુજ હૃદય વસન્ત !    — ઝંડા૦
ચક્ર ભવ્ય એ તવ ઉરપ્રાન્તે,
        જગ નૂતન સર્જે એકાન્તે,
ખંડખંડ તંતુ તવ સાંધે,
        ઊડ ઊડ તાત ! દિગન્ત !    — ઝંડા૦
રાખી અણનમ તુજને ગર્વે,
        ચૂમી પાય તવ ખર્વ નિખર્વે,
ધપીએ આગળ સાથે સર્વે,
        દાખવી શૌર્ય અનંત !    — ઝંડા૦
ભાલે તવ અમ શોણિત-ચંદન,
        તોડ્યાં ફોડ્યાં પુરાણુ બંધન !
વિશ્વવિજેતા ! તુજને વંદન,
        તું અમ રાષ્ટ્ર અખંડ !    — ઝંડા૦

**સ્નેહરશ્મિ**

## ૫૭

## ઝંડાનો જયકાર

ઝંડાનો જયકાર, અમારા ઝંડાનો જયકાર !
તિરંગી ઝંડાનો જયકાર !
ભારતી ઝંડાનો જયકાર !
કેસરવરણો સફેદ લીલો, મનમોહન બલિહાર
— અમારા૦

ત્રીસ કોટિ દિલનો દિલરંગી,
જીવન ને મૃત્યુનો સંગી;
ભારતનો એ ભવ્ય તિરંગી,
સદા ઊંચે ઊડનાર. — અમારા૦

હસતો રમતો થનથનગનતો,
ચક્ર સુદર્શન હૃદયે ધરતો,
સર્વોદય સંદેશ નીતરતો,
મધુર રાગ ગાનાર. — અમારા૦

વજ્જર હૈયું વજ્જર કાયા,
વજ્જર મુક્તિમાં ધ્વજરાયા,
એક પૂંઠે કંઈ અનેક ધાયા,
સૂતા રણ મોઝાર. — અમારા૦

કેસરિયાં તવ ચરણે ધરશું,
કુરબાનીનાં સત્ર ઊજવશું,
સ્વરાજ્ય-સ્વપ્નું સિદ્ધ કરીશું,
ધન્ય ધન્ય અવતાર. — અમારા૦

**ચીમનલાલ આ. ભટ્ટ**

## ૫૮

# રાષ્ટ્રીય પતાકા

(ધ્વજાવતરણ સમયે ૧લી અને ૩જી કડીઓ ગાવી)

રાષ્ટ્ર-ગગનકી દિવ્ય જ્યોતિ
રાષ્ટ્રીય પતાકા નમો ! નમો !
ભારત–જનનીકે ગૌરવકી
અવિચલ શાખા નમો ! નમો !

કરમેં લેકર ઇસે સૂરમા[1]
કોટિ કોટિ ભારત સંતાન,
હઁસતે હઁસતે માતૃભૂમિકે
ચરણોં પર હોંગે બલિદાન.

હો ઘોષિત નિર્ભીક વિશ્વમેં
તરલ તિરંગા નવલ નિશાન,
વીર હૃદય ખિલ ઊઠે,
માર લેં ભારતીય ક્ષણમેં મૈદાન.

હો નસનસમેં વ્યાપ્ત ચરિત
સૂરમા શિબીકા નમો ! નમો !
રાષ્ટ્ર-ગગનકી દિવ્ય જ્યોતિ૦

---

૧. બહાદુર

નવયુવકો ! સ્વાતંત્ર્ય-સમરમેં
નવજીવન સંચાર કરો,
શસ્ત્ર અહિંસાસે દલકર
દાસ્યતા-દુર્ગકો ચૂર કરો.
શાન્તિ-ક્રાંતિ-યુગમેં હે વીરો !
જીવન-સુમન નિસ્સાર કરો,
ઊંચે સ્વરસે એકસાથ
જનનીકી જયજયકાર કરો.
શક્તિ દેખકર શત્રુ શિબિરમેં
મચે સનાકા, નમો ! નમો !
રાષ્ટ્ર-ગગનકી દિવ્ય જ્યોતિ૰
ઉચ્ચ હિમાલયકી ચોટી પર
જાકર ઇસે ઉડાયેંગે,
વિશ્વવિજયિની રાષ્ટ્રપતાકાકા
ગૌરવ ફહરાયેંગે.
સમરાંગણમેં લાલ લાડલે
લાખોં બલિબલિ જાયેંગે.
સબસે ઊંચા રહે, ન ઇસકો
નીચે કભી ઝુકાયેંગે.
ગૂંજે સ્વર સંસાર-સિંધુમેં
સ્વતંત્રતાકા, નમો ! નમો !
રાષ્ટ્ર-ગગનકી દિવ્ય જ્યોતિ૰

**અજ્ઞાત**

## ૫૯

# સ્વરાજનો સંત્રી

તારે કયારે કૈંક દુલારે દિલનાં શોણિત પાયાં,
પુત્ર-વિજોગી માતાઓનાં નયન-ઝરણ ઢલવાયાં;
ઝંડા અજર અમર થાજે !
વધ વધ આકાશે જાજે !
તારે મસ્તક મંડાઈ નવ ગરુડ તણી મગરૂરી,
તારે ભાલ નથી આલેખ્યાં સમશિર ખંજર છૂરી;
ઝંડા દીન કબૂતર શો !
ઉરે તુજ રેંટિડો રમતો !

જગ આખા પર આણ ગજવતી ત્રિશૂલવતી જલરાણી,
મહારાજ્યોના મદ પ્રબોધતી નથી તુજ ગર્વ નિશાની;
ઝંડા ! ગભરુ સંતોષી !
વસે તુજ હૈયામાં ડોશી !

નહિ કિનખાબ મખમલ મશરૂ કેરી તારી પતાકા,
નહિ જરિયાની હીરભરતના ભપકા તુજ પર ટાંક્યા;
ઝંડા ! ભૂખરવો તોયે,
કોટિ દિલ તું પર મોહે !

પરભક્ષી ભૂદલ નૌદલના નથી તુજ ધ્વજ ફફડાટા,
વન રમતાં નિર્મળ મૃગલાં પર નથી નથી શેર-હુંકારા;
ઝંડા ! ઊડજે લહેરાતો,
વહાલના વીંઝણુલા વાતો !

સપ્ત સિંધુની અંજલિ વહેતો સમીરણ તુજને ભેટે,
ખંડ ખંડની આશિષ-છોળો ઉદધિ-તરંગો છાંટે;
ઝંડા ! થાકેલા જગનો,
દિસે છે તું આશા-દીવડો !

નીલ ગગનથી હાથ ઝુલાવી વિશ્વ નિમંત્રણ દેતો,
પીડિત જનની બાંધવતાના શુભ સંદેશા કહેતો;
ઝંડા ! કરજે જગ તેડાં,
પ્રજા સઘળીના અહીં મેળા !

નીલ ગગનની નીલપ પીતી ઉન્નત તુજ આંખલડી,
અરુણ તણે કેસરિયે અંજન બીજી મીટ મદીલી;
ઝંડા! શશીદેવે સીંચી,
ત્રિલોચન! ધવલ આંખ ત્રીજી!

એ ત્રણ આંખ ભરી તેં દીઠા તુજ ગૌરવ રખવાળા,
શ્રીફળના ગોટા સમ ફૂટચાં ફટ ફટ શીશ સુંવાળાં;
ઝંડા! શાહિદ રહેજે હો!
અમારા મૂંગા ભોગ તણો!

કુમળાં બાળ કિશોર બુઝર્ગો સહુ તુજ કાજે ધાયાં,
નરનારી નિર્ધન ધનવંતો એ સહુ ભેદ ભુલાયા;
ઝંડા શાહિદ રહેજે હો!
રુધિરના બિન્દુ બિન્દુ તણો!

કો માતાના ખાલી ખોળે આજ બન્યો તું બેટો,
કપાળનાં કંકુડાં હારી તેને પણ બળ દેતો;
ઝંડા! શાહિદ રહેજે હો!
હજારો છાનાં સ્વાર્પણનો!

તુજને ગોદ લઈ સૂનારાં મેં દીઠાં ટાબરિયાં,
તારાં ગીત તણી મસ્તીમાં ભૂખ તરસ વીસરિયાં;
ઝંડા! કામણ શાં કરિયાં!
ફિદા થઈ તુજ પાછળ ફરિયાં!

આજ સુધી અમ અવળી ભક્તિ, જૂઠા ધ્વજ પર ધાયા,
રક્તપિપાસુ રાજકુળોના નેજા કાજ કપાયા;
ઝંડા ! નિમકહલાલીનું,
હતું એ કૂડ-બિરદ જૂનું !
પંથ પંથ ને દેવ દેવની પૂજી ધજા નિરાળી,
એ પૂજન પર શીશ કપાવ્યાં હાય ! કથા એ કાળી;
ઝંડા ! વીત્યા યુગ એવા !
સકળ વંદનનો તું દેવા !
તું સાચું અમ કલ્પતરુવર મુક્તિફળ તુજ ડાળે,
તારી શીત સુગંધ નથી કો માનસસરની પાળે;
ઝંડા ! જુગ જુગ પાંગરજે !
સુગંધી ભૂતલ પર ભરજે !
રાષ્ટ્રદેવના ઘુમ્મટ ઉપર, ગહેરે નાદ ફરૂકે,
સહુ ધર્મોના એ રક્ષકને સંત નૃપાલો ઝૂકે;
ઝંડા ! આજ ન જે નમશે,
કાલ તુજ ધૂલિ શિર ધરશે !
આઠે પહોર ફૂંફાડા કરતો જાગૃત રહે ભુજંગી !
સાવધ રહેજે, પહેરો દેજે, અમે ન રહીએ ઊંઘી;
ઝંડા ! સ્વરાજના સંત્રી !
રહો તુજ ઝાલર રણઝણતી !

**ઝવેરચંદ મેઘાણી**

૬૦

## વન્દે માતરમ

વન્દે માતરમ્
સુજલામ્ સુફલામ્ મલયજશીતલામ્
શસ્યશ્યામલામ્ માતરમ્ — વન્દે૦
શુભ્રજ્યોત્સ્નાપુલકિતયામિનીમ્
ફુલ્લકુસુમિતદ્રુમદલશોભિનીમ્
સુહાસિનીમ્ સુમધુરભાષિણીમ્
સુખદામ્ વરદામ્ માતરમ્ — વન્દે૦

**બંકિમચંદ્ર**

# રાષ્ટ્રીય ધૂનો

મેરે વતન કી હો!
　　પ્યારે ભારત કી હો! જય જય!
મેરી મૈયા કી હો!
　　આઝાદી કી હો! જય જય!

* * *

યુવાનો ઓ હિંદના, સૈનિક બનીને ચાલો!
યુવતીઓ ઓ હિંદની, કેસરિયાં પહેરી ચાલો!

* * *

આગે કદમ! આગે કદમ! આગે કદમ!
યારો! ફનાના પંથ પર આગે કદમ!
માતા તણા મુક્તિ-કદંબે ઝૂલવા,
આગે કદમ! આગે કદમ! આગે કદમ!

* * *

જય જય બોલો ભારતમૈયાનો જયકાર!
જય જય બોલો માતૃભૂમિનો જયકાર!

* * *

માથું મેલો સાચવવા સાચી ટેકને રે,
સાચી ટેકને રે, સાચી ટેકને રે—માથું૦

* * *

મેરે વતનકી જય! પ્યારે ભારતકી જય!
બોલો પૂરણ સ્વરાજ્યની જય જય જય!

* * *

ડંકો વાગ્યો, લડવૈયા શૂરા જાગજો રે!
શૂરા જાગજો રે, કાયર ભાગજો રે–ડંકો૦

* * *

હિંમત રાખી દારૂ ને તાડી છોડજો રે!
દારૂ છોડજો રે, તાડી છોડજો રે!
હિંમત રાખી,
હાં હાં રે હિંમત રાખી,
હાં હાં રે હિંમત રાખી,
દારૂ ને તાડી છોડજો રે!

* * *

કાપડ પરદેશી હરામ, વસ્તુ વિદેશી હરામ,
ગુલામીને અમારા રામ રામ રામ!

* * *

સોનું સોઘું, પ્રતિજ્ઞા મોંઘી ખૂબ છે રે!
મોંઘી ખૂબ છે રે, મોંઘી ખૂબ છે રે–સોનું૦

* * *

શૂરા જીતે સંગ્રામ માથાં મેલી !
માથું આપે, નાક ન આપે,
એ શૂરાનાં કામ – માથાં૦

* * *

સહુ ચલો જીતવા જંગ, બ્યૂગલો વાગે !
યાહોમ કરીને પડો, ફતેહ છે આગે !

* * *

મારા બાપુનો સંઘ,
મારા બાપુનો સંઘ,
ચાલ્યો સ્વરાજ ઘેર લાવવા;
અમે માંડ્યો છે જંગ,
અમે માંડ્યો છે જંગ,
શાંતિના રણરંગ માણવા.

* * *

હાં રે ધૂન લાગી, સ્વરાજ્ય ધૂન લાગી;
હાં રે મને મુક્તિની ઝંખના લાગી– સ્વરાજ્ય૦

* * *

એવા શૂરા જીતે સંગ્રામ — ભારત કુળદીવા
જેણે ભીડી છે હૈયે હામ — ભારત કુળદીવા
એણે કીધાં છે અમ્મર કામ — ભારત કુળદીવા
એની કીરત ગામેગામ — ભારત કુળદીવા

